**૨૪ તીર્થંકર ભગવંતોના તાશયંત્રો — મહાપૂજન અંગે :-**

અચલગચ્છાધિપતિશ્રીએ સંસ્કૃતમાં ગદ્ય - પદ્યમાં ૨૫૦૦૦ શ્લોક પ્રમાણ રચના કરેલ છે. એમાંથી ૨૪ તીર્થંકર ભગવંતોના ૧૦ ગાથાના સ્તોત્રનો આધાર લઈને પૂજ્ય મુનિરાજશ્રીએ ૨૪ તીર્થંકર ભગવાનના ૨૪ મહાપૂજનો અને ૨૪ તાસયંત્રો અમરાવતી ચાતુર્માસમાં તૈયાર કરેલ. આ તાસયંત્રોમા ૧૦૦ જેટલા ચિત્રો આપવામાં આવ્યા છે. પંચપરમેષ્ઠિ ભગવંતોના અનુગ્રહથી તથા ચતુર્વિધ સંઘના અપાર વાત્સલ્યથી પૂજ્યશ્રીએ કરેલ આ ૨૪ તીર્થંકર ભગવંતોના યંત્રની સંકલના એ જૈન શાસનની એક અદ્ભુત રચના અને અદ્વિતીય સંકલના છે. કારણ કે આ પ્રકારના ચિત્રોવાળા તાસયંત્રો જૈનશાસનમાં આજ દિવસ સુધી પ્રસિદ્ધ થયા નથી.

**શ્રી આદિનાથ મહાપૂજન :-**

શ્રી આદિનાથ ભગવાન એ ગુરુગ્રહના અધિપતિ છે. વૃશ્ચિક રાશિના ન અને ય રાશિવાળા માટે આ ભગવાન અતિશ્રેષ્ઠ છે. એ રાશિવાળાનો ગુરુગ્રહ નબળો હોય તો આ પૂજન ભણાવવાથી એમાં આપેલ ગુરુગ્રહનો સંપૂર્ણ વિધાન કરવાથી ૩ મહિનામાં જરૂરથી પ્રભાવ બતાડશે. આ રીતે દરેક રાશિવાળાએ પોતાના અધિપતિ ભગવાનનું મહાપૂજન ભણાવવું જોઈએ. વધારે સંપત્તિવાન ન હોય એવા ભાવિકો લઘુપૂજન ભણાવી શકે.

**વિધિકારોને સૂચના:-**

(૧) આ મહાપૂજન ભણાવતી વખતે અનુકૂળતા હોય તો કુંભસ્થાપના-દીપકસ્થાપના જરૂરથી કરવી. એ અંગેની વિધિ પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે. (૨) પ્રથમ વલયમા અષ્ટપ્રકારી પૂજાની શરૂઆત થાય ત્યારે પાંચ સ્તવનો એ જ ભગવાનના બોલાય તે પ્રમાણે લક્ષ રાખવો. પરિશિષ્ટમાં સ્તવનો આપવામા આવેલા છે. (૩) પૂજનની સામગ્રી બહુ જ મર્યાદિત રાખવામાં આવી છે. છતાં પૂજન કરાવનારને ફળ-નૈવેદ્ય વિગેરે વિશેષ લાવવાની ભાવના થાય તો લાવી શકે છે. (૪) આ પૂજનમાં આપવામાં આવેલી વિશિષ્ટ ચાતની પૂજા કરાવવી.

અમારા ફાઉન્ડેશનની હજી શરૂઆત છે. અને મહાપૂજનોને પ્રકાશિત કરવાનો મોકો અમોને પ્રાપ્ત થયો છે, એ અમારું પરમ સૌભાગ્ય છે. પૂજ્ય ગુરુ ભગવંતોના અમે ઋણી છીએ.

લી. શા સોમચંદ ભાણજી લાલકા
ના જયજિનેન્દ્ર
મે. ટ્રસ્ટી, શ્રી ચા. ફા. ચે. ટ્રસ્ટ

# પ્રકાશકીય નિવેદન

ચરમતીર્થપતિ ભગવાન મહાવીર સ્વામીના ગણધર શ્રી ગૌતમસ્વામી ભગવાન અને પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામી ભગવાન એમણે રચેલ દ્વાદશાંગીમાં દૃષ્ટિવાદ નામના ૧૨માં અંગમાં ૧૪ પૂર્વો આવેલા છે. તેમાં વિદ્યાપ્રવાદ પૂર્વમા મહાપ્રભાવિક મંત્રો - યંત્રો અને તંત્રો પ્રચુર માત્રામાં આવેલ હતા પણ કાલાનુક્રમે આ વારસો જૈનોના હાથમાંથી સરકી ગયો.

છતાં પણ અનુભવીઓના કહેવા પ્રમાણે આજના કાળમાં જૈનો પાસે ૧ લાખ મંત્રો ૧ લાખ યંત્રોની વિદ્યમાનતા છે. પણ એ બધા છુટક છુટક પડેલા છે. વિદ્વાન પુરુષોએ એ યંત્રો અને મંત્રોનું સંકલન કરવું ખૂબ જ જરૂરી છે.

મહાપૂજન તથા યંત્ર વિશે :

અચલગચ્છાધિપતિ પ. પૂ. આ . ભ. શ્રી ગુણસાગર સૂરીશ્વરજી મહારાજા સાહેબની અનુજ્ઞાથી પૂજ્યશ્રીના વિનયી શિષ્યરત્ન પૂજ્ય મુનિરાજ શ્રી સર્વોદયસાગરજી મ. સા.ને એક શુભ પળે મહાપૂજન સંકલિત કરવાનો શુભ વિચાર આવ્યો. પૂજ્યશ્રીએ મહાન મંત્ર પ્રભાવિક શ્રી ૐ નમો દેવદેવાય એ સ્તોત્ર ઉપરથી શ્રી જિરાવલ્લા પાર્શ્વનાથ મહાપૂજનનું સંકલન કરેલ, આ મહાપૂજન સંકલન કરતી વખતે મુનિરાજશ્રીએ અચલગચ્છાધિપતિ પૂ. ગુરુદેવશ્રીને આ મહાપૂજન માટે જીરાવલ્લા પાર્શ્વનાથ ભગવાનનું સ્તોત્ર બનાવી આપવા વિનંતી કરેલ. પૂજ્ય ગુરુદેવશ્રીએ અલ્પ સમયમાં સ્તોત્ર બનાવી આપ્યું. અનુક્રમે આ તાડયંત્ર અને મહાપૂજન વિધિ સંકલિત થતા સૌ પ્રથમવાર આ મહાપૂજન અચલગચ્છાધિપતિ પ. પૂ. આ ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં ઘાટકોપરમાં ભણાવવામાં આવેલ. અનુક્રમે કચ્છમાં ૨૬ વર્ષીતપના આરાધક પૂ.આ.ભ. શ્રી ગુણોદયસાગરસૂરિ મ. સા.ની નિશ્રામાં ભણાવાએલ તથા મુંબઈ સમસ્ત સંઘોના સહકારથી થયેલ મહોત્સવમાં માટુંગા બોર્ડીંગમાં પ. પૂ. યુવાચાર્યશ્રી કલાપ્રભસાગરસૂરિ મ. સા.ની નિશ્રામાં આ મહાપૂજન ભણાવાએલ.

એ પ્રમાણે પૂજ્ય અચલગચ્છાધિપતિશ્રીએ રચી આપેલ પાર્શ્વનાથ ભગવાનના સ્તોત્રથી બીજા ૪૦ મહાપૂજનો અને તાડપત્રો સંકલિત થયા છે.

* શ્રી ગિરુઆજીપાર્શ્વનાથાય નમઃ શ્રી ચોવીસતીર્થંકરેભ્યો નમો નમઃ *

* અનન્તલબ્ધિનિધાનાય શ્રી ગૌતમસ્વામિને નમો નમઃ *

અચલગચ્છેશ, અંગમુખ્યપ્રધાન આર્યરક્ષિત - જયસિંહ - મહેન્દ્રપ્રભ - મેરુતુંગ - ધર્મમૂર્તિ - કલ્યાણ - ગૌતમ - ગુણસૂરિભ્યો નમો નમઃ

# શ્રી આદિનાથ મહાપૂજન વિધિ (સચિત્રમ્)


સ્તોત્ર રચયિતા :- અચલગચ્છાધિપતિ પ. પૂ. આ.ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ.સા.

પ્રેરણાદાતા :- તપસ્વી પ.પૂ. મુનિશ્રી ચારિત્રરત્નસાગરજી મ.સા.

સંકલનકર્તા :- પ.પૂ. મુનિરાજશ્રી ગુણોદયસાગરજી મ.સા.

સંપાદક :- પ.પૂ. મુનિશ્રી દેવરત્નસાગરજી મ.સા.



અર્થસહાયક :- શ્રી નાનાસીપારા ક. વિ. ઓ. અચલગચ્છ જૈન સંઘ (પાર્લા)

સહયોગ :- શ્રી જિન - ગૌતમ - ગુણ - ગુણોદય ટ્રસ્ટ.

પ્રકાશક :- શ્રી ચારિત્રરત્ન ફાઉન્ડેશન ચે. ટ્રસ્ટ

(વીર સંવત - ૨૫૨૦, વિ. સં. - ૨૦૫૦, આર્ય સંવત - ૮૧૬, ગુણ સંવત ૫)

પ્રાપ્તિસ્થાન

(૧) ધીરજ દામજી ગંગર, રમેશ એપાર્ટમેન્ટ, અહીલ્યાબાગ સામે, થાણા-૪૦૦૬૦૧ (ફોન-૫૩૪૮૬૯૦)

(૨) સોમચંદ ભાણજી લાલકા, મુંબઈ ગલી, અમલનેર-૪૨૫૪૦૧

(ફોન - ૦૨૫૮૭ - ૨૮૧૮)

કિંમત - રૂ. ૨૦

પૂજન પ્રત ક્રમાંક : ૧


॥उदयो भवतु सर्वेषाम्॥

## અચલગચ્છાધિપતિશ્રીના શિષ્યરત્ન પ. પૂ. મુનિરાજશ્રી સર્વોદયસાગરજી મ.સા. દ્વારા પ્રેરિત – સંપાદિત – સંકલિત અમૂલ્ય સાહિત્ય

૧. ગુણ મંજૂષા ભાગ ૧ થી ૩૧
૨. શ્રી ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્રમ્
૩. શ્રી આગમ ગુણ મંજુષા ( ૪૫ આગમો - સચિત્ર)
૪. શ્રી ૨૪ તિર્થંકર મહાપૂજનવિધિની ૨૪ પ્રતો તથા નાની-મોટી સાઇઝમાં તામ્રયંત્રો
૫. શ્રી ૪૦ પાર્શ્વનાથ મહાપૂજનવિધિની ૪૦ પ્રતો તથા નાની-મોટી સાઇઝમાં તામ્રયંત્રો
૬. શ્રી ૨૦ વિહરમાન તિર્થંકર ભગવંતોની મહાપૂજનવિધિની ૨૦ પ્રતો તથા નાની-મોટી સાઇઝમાં તામ્રયંત્રો
૭. એકાદશ કથા સંગ્રહ (પ્રાચીન આચાર્યો દ્વારા રચિત ૧૧ કથાઓના મૂળ શ્લોકો, સંસ્કૃતમાં અન્વય, વિવરણ, સરલાર્થ તેમજ દરેક શ્લોકનો ગુજરાતી, હિન્દી, મરાઠી અને અંગ્રેજીમાં ભાવાર્થ)
૮. નલ-દમયંતી ચરિત્ર ( મૂળ શ્લોકો, સંસ્કૃતમા અન્વય, વિવરણ, સરલાર્થ તેમજ દરેક શ્લોકનો ગુજરાતી, હિન્દી, મરાઠી અને અંગ્રેજીમાં ભાવાર્થ)
૯. નાભાકચરિત્ર ( મૂળ શ્લોકો, સસ્કૃતમાં અન્વય, વિવરણ, સરલાર્થ તેમજ દરેક શ્લોકનો ગુજરાતી, હિન્દી, મરાઠી અને અંગ્રેજીમાં ભાવાર્થ)
૧૦. ગુણવર્માચરિત્ર ( મૂળ શ્લોકો, સસ્કૃતમાં અન્વય, વિવરણ, સરલાર્થ તેમજ દરેક શ્લોકનો ગુજરાતી, હિન્દી, મરાઠી અને અંગ્રેજીમા ભાવાર્થ)
૧૧ મહાભારતકથા ભાગ ૧ થી ૨૦
૧૨ મુનિ સર્વોદયસાગર કૃત સત્તરભેદી પૂજા, આ ગુણસાગરસૂરિ પૂજા, આઠ દાદાગુરુ પૂજા

પ્રાપ્તિસ્થાન : મુનિ સર્વોદયસાગર, C/o ગીરીશ ડી. ગંગર, રમેશ એપાર્ટમેન્ટ, અલીઆબાગ સામે, થાણા-૪૦૦ ૬૦૧

श्री २४ तीर्थंकर महापूजनविधि

પત : ૧

# શ્રી આદિનાથ મહાપૂજનવિધિ

શ્રી ચારિત્રરત્ન ફાઉન્ડેશન
ચેરીટેબલ ટ્રસ્ટ

